...ના ... દીવસોમાં ભારતની વીર બાળાઓ
ને ગાવા માટે નવીન પુસ્તક નામે.

# સ્વદેશ સંગીત ગરબાવળી.

રચી છપાવી પ્રસિદ્ધ કર્તા.


બ્રહ્મભટ્ટ રાવકવી અંબાલાલ પ્રલ્હાદજી.

નિવાસી—નડીઆદ.

હાલ મુકામ કાલોલ. જી. પંચમહાલ.




સર્વે હક્ક સ્વાધીન પણ પર આધીન આ પ્રાણ,
એ પરઆધીનસ્વાધીન કરો તો જીવ્યું પરમાણ.


સંવત. ૧૯૭૭ સને ૧૯૨૧

આવૃતી ૧ . પ્રત ૫૦૦૦

કીમ્મત ફક્ત સવા આનો

ધી શારદા વિજય પ્રી. પ્રેસમાં

શા. હરજીવનદાસ અમરસીએ છાપ્યું.

સાંથપીપળી—નડીઆદ.

## સ્વદેશીનો વીજય-!

પવિત્ર અને ખુશબોદાર

નહાવાના સાબુઓ

કયાંથી મેળવશો ?

# શ્રી કૃષ્ણ વિજય સોપ ફેકટરી.

માલેકો—એચ. જી. શાહ એન્ડ કું૦

પહેલો ભોઈવાડો, મુંબાઇ નં. ૨.

બ્રાંચ, સુરત, ભરૂચ, નવસારી.

ગંજાવર

સ્વદેશી સાહસથી

ચરબી વગર । બનાવવામાં આવે છે.



એકજ વખત વાપરીને ખાત્રી કરો

અમે ચોકકસ કહીશું કે તમે

અમારાં રોજનાં ઘરાક થઈ પડશો.

લખો આજેજ ! ખરીદો આજેજ !

# ( સ્વદેશી વૃતનો ગરબો )

## ગરબો ૧

( રાગ—રઘુપતી રાંમ રૂદેમાં રહેજો રે )

ગુણીયલ મારી બેન અસહકારી બનજોરે
તમે સાચો સત્યાગ્રહ કરજો. ગુણીયલ.
આખા દેશની જેમાં આબાદી રે
પહેરો ખંતથી સરવે એ ખાદી રે
ત્યારે કહેવાશો સ્વરાજ્ય વાદી ગુણીયલ-
પારદરશક પરદેશી સાડી રે
પહેરે કાયા તો દીસે ઉઘાડી રે
એવી ફેશન નાંખજો કહાડી ગુણીયલ.
બંગડી પોલકાં ને ફેન્સી ફરાગો રે
બહેનો સરવે એ સત્વર ત્યાગો રે
સાચી ભારતની તનયાઓ જાગો ગુણીયલ.
અતી લાડથી જેને ઉછેર્યાં રે
જેણે રાંમ તણાં મન હેર્યાં રે
એવાં સીતાએ વનફુલ પહેર્યાં

થુમેરે

દેશ ભક્તમાં નામના જેની રે
કીરતી જગમાં ગવાશેજ તેની રે
એવાં ધન્ય સરોજની બ્હેની ગુણીયલ.

દયા દેશની દીલમાં આણી રે
મુક્યાં પરદેશી વસ્ત્રોનાં પાણી રે
એવાં સરલાદેવી ચોધરાણી ગુણીયલ.

બેની અનસુયાના જોઇ કાંમો રે
લીધો ભારતી માયે વીસામો રે
પ્રસન્ન થઇ કહ્યું સ્વરાજ્ય પામો ગુણીયલ.

જેનાં માત પીતા હશે એક રે
વળી કુળમાં હશે જો વીવેક રે
તેતો રાખશે સાચો આ ટેક ગુણીયલ.

કુળવંતીને ઝાઝું શું કહીએ રે
હવે આટલેથી છાનાં રહીએરે
જરા સમજે તેને સીખ દઇએ ગુણીયલ.

બેનો મોટી તમારી આ ખાંમી રે
જોઈ ભારતી લજ્જા પામી રે
વી રાવ કહે શીર નાંમી ગુણીયલ.

# જગતમાં આવી સ્ત્રીઓનું પુજન થાય છે.

ગરબો. ૨

( રાગ-પુનમ ચાંદની ખીલી પુરી અહી રે )
આવો આર્ય તનુજા આજ અમારે આંગણે રે
નીતી સદ વર્તનથી જેનું શીયળ સચવાય
એવી પુન્યવતીનું વંદન પુજન થાય છે રે

સાખી.

વીધ્યા જેનું વ્યસન છે, પતીવૃત જેનો ટેક
દાંન દયા દીલ જેહને, ડહાપણ સત્ય વીવેક
જેનાં ખટ કર્મો સ્વ પરજનહીત પરખાય છે રે
સોબત પ્રીતી સ્તુતી પતીવીણ જેને વ્યર્થ—એવી.

સાખી.

અસત્ય નવ અંતર ધરે, નીતી નીરે નહાય
પતીવ્રત માટે પ્રાણને ત્રણ સમ તજી દેવાય
એવા શુભ સંકલ્પે તનધન યોવન ધારતી રે
પતીનું પ્રતી પ્રભાતે પુન્ય વધાર્યાં જાય

સાખી.

હું પદથી અળગી રહે, નહી વ્રસ્નાનું તાન
નીન્દા ચાડી ચુગલી, ઈર્ષાથીજ અજાણ
લજ્જા મરીઆદા મોટપ નીજ કુળની જાણતીરે
ગણતી મનથી મોટા છોટાને પીતુભ્રાત—એવી.

સાખી.

વસીકરણ કાંમણકળા, માને નહી કહીસાચ
ભુત નામ ગત કાળનું, સંકા એજ પીસાચ
વહેમો વસીયા સઘળા મનની નીરબળતા મહી રે
માને ભુત પલીતને તનથી આપો આપ—એવી.

સાખી.

સ્વજન અને સ્વદેશની, દીલમાં રાખે દાઝ
પરનીન્દા પરધન તણા, નામથી રહે નારાજ
શાણી શીયળવતી થઇ ઉભય સકુળ અજવાળતી રે
એવી સતી સ્રીઓના રાવ કવી ગુણ ગાય—એવી.

———

## ગરબો ૩.

(રાગ-ફટફટ પાવાનાજ પતાઈ કે પાવો તારા પાપે જશેરે લોલ)

ધનધન ભારત સરખી ભોમ્ય, સખી જગમાં નથીરે લોલ.
જેણે જણ્યું જગમાં નેમ, મુખે શું કહું કથીરે લોલ.
પ્રગટ્યા પુત્ર પુનીત અમીર, કુખે મા તાહરીરે લોલ.
વર્ણવતાં ગુણ નાવેપાર, મતીશી માહરીરે લોલ.
રમાડ્યા રાંમ કૃસ્ન બળરાંમ, ઉમંગે ઉછંગમાંરે લોલ.
અરજુન ધર્મ ભીમ હનુમાન, ગુમ્યા રણ જંગમાંરે લોલ.
ભડવીર ભીસ્મ સમા દ્રઢ ટેકીને નેકી વીદુર સમારે લોલ.
ક્યાં છે દાનેસ્વરી વીર કર્ણ, દ્રોણગુરૂ મહાતમારે લોલ.
પરદુખ ભંજન વીક્રમ ભોજ, સીવાજી સમા સુરારે લોલ.
જેઓનીજ દેશ તણા અભીમાન વીશેછે સુરાપુરારે લોલ.
નળને સત્યવાદી હરીચંદ્ર, પ્રતાપને ભૃતુહરીરે લોલ.
તારા દ્રોપતી દમયંતી સાવીત્રી પદમનીરે લોલ.
વાલ્મીક વીશ્વામીત્ર પવીત્ર શોક ગઉતમ ઘણારે લોલ.
કવી વર ચંદ ગંગ સુરદાસ, બાંણમાં નહી મણારે લોલ.
ધ્રુવજી ચંદ્રહાસ પ્રલાદ ગુરૂ નાંનક ગયારે લોલ.
નરસીંહ મીરાં સમ કઈ ભક્ત અનુપમ અતી થયારે લોલ.
તાના તીલક કેસરી રાજ દાદાભાઈ ગોખલેરે લોલ.
મહેતા પારૂસી કુળના પુર્ણરૂસી ફરી ક્યાં મળેરે લો૦
ગુણીયલ ગાંધી રણ સંગ્રામ વીના આયુધે ઘુમેરે ૦

શૌકત મહુમદઅલ્લી વીર, પક્ષમાં રહી ઝુમેરે લોલ.
કરીને અરપણ તનમન ધન. માત ભારત પહેરે લોલ.
દેશુંદેશ યજ્ઞે બળીદાન થઇ નીરભય વહેરે લોલ.
ધન્ય ધન્ય માત તાત કુળ જાત અતી ઉજવળ કરીરે લોલ.
માસ્તર ડાહ્યાભાઇ રાંમકૃસ્ને કહીતી ખરે ખરીરે લોલ.
લખીયો પ્રેમ આણીને પત્ર રૂડો કવી રાવનેરે લોલ.
અર્પી દેશ સેવામાં દેહ, હરીગુણ ગાવનેરે લોલ.

---

## ગરબો ૪.

( રાગ—માતું પાવાની પટરાંણી છે કાળી કાળકારે લોલ )
માજી હવે ઉજળી થાશે રાત, અંધારી આથમી રે લોલ.
વાંણેલાં વાશે થાશે પ્રભાત, દુઃખડાં જાશે શમીરે લોલ.
માજી તારા ઘાયલ પુત સપુત, સુતેલા જાગશેરે લોલ.
માજી થાશે ઝાઝો જંપાપાત, જાત-સુખ ત્યાગશેરે લોલ.
જાગશે દાંનેસ્વરી રણધીરને, વીર નર જાગશેરે લોલ.
જાગશે સાવજ ચીત્તા વાઘને, કેશરી ત્રાડશેરે લોલ.
વરસસે સ્વાતીના વરસાદ, આકાશથી- આવશેરે લોલ.
માજી એ છીપે મોંઘે મુલ, મોતીડાં પાકશેરે લોલ.
.શે રાંમ વીનામાં રાંમ, ગરવ ગંજન થશેરે લોલ.

જાગશે જાગશે જાદવ ચંદ્ર, અધમ ઓદ્ધારશેરે લોલ.
જાગશે કર્ણ અને અરજુન, ધનુરવેદ ધારશેરે લોલ.
જાગશે ભીમ અને ભડભીસ્મ, લીધાં પણ પાળશેરે લોલ.
જાગશે મેવાડી ભડવીર, પ્રતાપનાં પણ ઘણાંરે લોલ.

માજી એને યુગ યુગના અપવાસ, તે કરશે પારણાંરે લોલ.
જાગશે શીવાજીનાં સેન્ય, ધરતી ધ્રુજાવશેરે લોલ.
હારસે કુડ કપટના ખેલ, જયાં કુડ ત્યાં ધુળ થશેરે લોલ.
માજી તારી કુખનાં કીરતી ગીન ને ગઉરવ ગાજશેરે લોલ.

માજી તારા દુધમલ પીશે દુધને કુંખ દીપાવશેરે લોલ.
મૃદુ મૃદુ હીમાળાના વાય, ઉત્તરના વાયા જશેરે લોલ.
માજી જશે રોગદ્રોક શોકના થોક, શીતળતા શાન્તી થશેરે લોલ
ઝરશે અમીઝરણાં વરસાદ, ભુમી ભીંજાવશેરે લોલ.

ક્યારડે કલ્પતરૂનો પાકને કણના કળશી થશેરે લોલ.
માજી એવા મોં માગ્યા વરસાદ. કુન્દનના વરસસેરે લોલ.
આવતી સાગરીઆની છોળ, રતન ચોકરેલી જશેરે લોલ.
માજી તારો ભાગ્ય સવીતા ગભ સીચંન્તો ચડતો જશેરે લોલ.

પ્રભુના સરદ પુનમના ચંદ્રસમો મધ્ય સ્થંભી જશેરે લોલ.
માજી તારૂ ભારત બનશે સ્વર્ગ નંદનવન જોખા થશેરે લોલ
માજી તારો જય જય જય જયકાર જગત ત્રણ ગાજશેરે ?

# ગરબો ૫.

( રાગ-ઓધ્ધવજી સંદેશો કહેજો શ્યામને )

ધનધન મારી અનપુર્ણા ભારત ભુમી,
ધનધન્ય તારી સુવર્ણ સમ ભુમીકાય જો,
અમૃતથી પણ અધીકા રસકસ અરપતી,
એ ભારતીને હું લળીલળી લાગુ પાય જો. ધન ધન.
અમુલ્ય અવની ઉછંગમાં ઓપી રહી,
સંત શુભટ કંઈ વીર નર વરની માતજો,
કળા વીદ્યા કઉવતને રૂડી વાટીકા,
ગર્ભ મા તારા રત્ન મણીની જાતજો. ધન ધન.
ચરણ કમળમાં નીર તો ચોપાસે વહે,
શીર પર છત્ર તો છે હીમાલય પહાડજો,
અજીત મુગટ માતાજીએ મસ્તકે ધર્યા,
શુરો પુંરો ને વળી સત્ય વાદી મેવાડજો. ધન ધન.
અમુલ્ય હીરાના કંઠે ધરીઆ હારલા;
નીરમળ વહેતાં ગંગાજીનાં નીરજો,
ઉરે ભરીયાં અતી ઉત્તમ સુર દુધડાં,
ધાવે તે તો સીખ રજપુત રણધીરજો. ધન ધન.

કેડ ઉપર કટીબંધ રૂડો ઓપી રહ્યો,
વીંધ્યાચળ આબુ સમ ગીરીવર સાતજો,
જમણે તો ફરૂકેરે મારી માવડી,
પાલવડો તુજ કચ્છ અને ગુજરાંતજો. ધન ધન.

ડાબીરે ભુજાએ ભેરી ભુંગળો,
વાગી રહ્યો ઠણુકાર સુદેશ બંગાળજો,
મનવાંન્છીત ફળ દાયક માતુ માહરી,
સુરીપુરી છે કાળતણી પણ કાળજો, ધન ધન.

વરસે ને વરસે મા તારે આંગણે,
અન્ન તણાતો થાય અતી અંબારજો,
જુવાર ઘઉં ડાંગર તુવરને બાજરી,
વનો વનીના કઠોળનો નહિ પાર જો. ધન ધન.

લાખો ખેતરોમાં નીપજે છે અતી ઘણા,
માજી તારા મોંઘે મુલ કપાસ જો,
કલ્પ વૃક્ષોને ગુલાબ કેરી વાડીઓ,
વનસ્પતી ઝુકી રહી ભાર અરાડજો. ધન ધન.

રીદ્ધીને સીદ્ધી તારી એવી ઘણી,
જેનો ગણુતાં આવે નહી કદી પારજો,
સારા જગત તણીરે સમૃદ્ધી સંપતી,
હરદમ હાજર રહેતી તારે દ્વારજો. ધન

તેતરીસ કોટી બાળક તારાં અતી બળી,
ખેલી રહ્યાં છે તુજ ખોળાની માંયજો,
તનમન ધનથી સેવા તો તારી કરે
શક્તી તું નારાયણી આજે સહાયજો. ધન ધન.
સંપીને સૌ સાથે તુજ રક્ષણ કરે,
સુરાપુરા ને વળી સતવાદી સતુ પીરજો,
હીન્દુ મુસલમીન અને વળી પારસી,
તે તો મારી માડી જાયા વીરજો. ધન ધન.
સ્વામી શ્રી દયાનંદ ગુરૂ ગોવીંદ સમા,
પ્રગટ્યા હતા નરવીર વીવેકાનંદજો,
ધર્મ તણીજ ધજાઓ એ ફરકાવતા,
કાયા જેની હુતીજ આનંદકંદ જો. ધન ધન.
દેવસમ તો દેશ ભક્ત દાદા થયા,
દેશ હીતેચ્છુ દેખ્યા ગોખલે મહાનજો,
સ્વદેશ શેવા માટે સર્વસ્વ અરપીયાં,
માજી તારાં વીસ્વે વધાર્યાં માનજો. ધન ધન
દક્ષીણમાં શુરવીર તન તો તિલક થયા,
ર્મવીર ગાંધી કાઠીઆવાડ માંયજો,
ટેક રાખી ભુમી પંજાબમાં,
ૠણી તે લાલા લજપતરાયજો, ધન ધન.

લાખોને કરોડો આબાદ બક્ષીશ;
કરતા તારી રાત દીવસ રક્ષાયજો,
સુખ દુખે શું તે ઉગરીશે નહી આણતા,
તે સૌ તુજભક્તીનો છે મહીમાયજો. ધન ધન.
અમર તપોરે અમર તપો અવની પરે,
દીન બાલુડાં ગુણ તારા નીત્ય ગાય જો,
આનંદ વીજય હરીશંકર શરણે સદા,
આજે તો શુભ સ્વરાજ વાયુ વાયજો. ધન ધન.
પાય પડીને પ્રણમું ભુદેવી તને,
તારા પુન્ય તણો દીસે નહી પારજો,
રાવ કવી પણ રટન કરે મા તાહરે,
ભાગ્યદેવી તું ઉતારજે ભવપારજો. ધન ધન.

---

## ગરબો. ૬

( રાગ-સખી નંદનો છોરો તે નમેરો થયો જો, )

સખી જગતમાં જનમીને સુખ શું રળ્યાં જો,
વેઠયાં કષ્ટ તોયે કરમ કુડાં નવ ટળ્યાં જો. સખી.
બારે ઘડીએ આપણે વચન જુઠાં બોલીએજો,
પાપ પુન્ય શુ તે મનમાં નહી તોળીએજો. સખી

પરની નીન્દાઓ કરતાં તો નવ લાજીએજે,
કરતાં વાત પછી માંહોમાંહી ગાજીએજે. સખી.

આપણે છોકરાંને સુબોધ શાંનો આપીએજે,
આપણે સ્વામીને પણ અધીક સંતાપીએજે. સખી.

પતી વચન કહે તે આપણે નથી પાળતાંજે,
દોશ આપણા પણ આપણે નથી ભાળતાંજે. સખી.

નથી સદગુરૂનો બોધ કાંને સાંભળ્યોજે,
મનમાંથી હજી ક્રોધ તો નથી ટળ્યોજે. સખી.

મુખે બોલીને આપણે કદી નવ પળ્યાંજે,
આપણે દેશી થઇને અસહકારમાં નવ ભળ્યાંજે. સખી

નીજ દેશ તણું રૂડું દીલમાં નવ ચહ્યુંજે,
તેથી કથન આવું રાવ કવીએ કહ્યુંજે. સખી

---

## ગરબો. ૭

( રાગ—સારૂ સારૂરે સુરત શેર મુંબઈ એલબેલી )

મારે બઈજી ઘરમાં બોલ કહો બઈ કેમ કરીએ,
નવ રહ્યો અમારો તોલ ક્યાં જઇને ઠરીએ.
ધ્રું જેવડી નણદી તે ઘરમાં, નીત્ય નીત્ય મેણાં મારેરે

સાસુ પણ શત્રુ થઈ બેઠાં, કોઇ કોઇને નવ વારે. કહો.
સસરો મારા સમજુ બહુ પણ તેમનું કંઇ નવ ચાલેરે;
બઇજી મારાં બુઢીઆ જેવાં, મસ્તાનાં થઇ મહાલે. કહો.
ઘરમાંથી વળી ઘાંટા પાડે, આ દુખ કોને કહીએરે;
વડસાસુ પણ બહુ વડકારાં, ક્યાં જઇને હવે રહીએ. કહો.
ઓધની વાત મેં કહી બઇજીને, રેંટીઓ એક મંગાવોરે;
મોં મચકોડી બઇજી બોલ્યાં, શક્તી હોય તો લાવો. કહો.
સસરો મારા વાત સાંભળી, ગયા સુતારો ઘેરરે;
રંગીલો એક લાવ્યા રેંટીઓ, હું કાંતુ હોંશ ભેર. કહો.
સુતર કાંતી સાડી વણાવી, બઇજીને સોવરાવીરે;
રાજી થઇ સાસુજી બોલ્યાં, હાવે તે વહુ ફાવી. કહો.
બહુ જણરાં જેઠાણી ઘરમાં, દેરાંણીને દમતાંરે;
કચરો સરખો પણ નવ કાઢે, તોય બઇજીને ગમતાં કહો.
આખો દહાડો કાંમ કરૂં તોય સૌને લાગું ભુંડીરે;
પેટ બળે તે કોને કહીએ, વહુતો ઘરની લુંડી. કહો.

---

## ગરબો ૮.

( રાગ—અલબેલીરે અંબેમાત જોવાને જઇએ )

આવો આનંદે સૌ આંય હરીગુણ ગાવાને
પ્રીતે લ્યોને પ્રભુજીનું નામ સુખીયાં થાવાને

છે ભીડ ભંજન દીનદયાળુ, સુંદર વર ઘનશાંમરે
આ ભવ તરવાની એ નઉકા, એ નટવરનું નાંમ સુખીયાં.

સાખી.

સુખી થશો સૌ હે સખી દુખ થશે સઉ દુર
સંપતી સન્મતી શ્રીહરી જાણો દેજ જરૂર,
સુવા અખંડીત શીયળ તમારૂ સાચવશે જગરાયરે,
પાપ પુરને પંથે તણાતાં પકડે આવી બાંય. સુખીયાં

સાખી.

ઉત્તમ સુખ સંસારમાં, પતી તણો છે પ્રેમ
એ સુખકર પીયુની સેવના, કહો સખી વીસરે કેમ.
શુદ્ધ ચીતેથી, પુર્ણ પ્રીતેથી, ભજવા શ્રી ભગવાનરે;
પાપથી મુક્ત થવાને હે બેની, દ્યો પરમારથ દાન. સુખીયાં.

સાખી.

સ્વદેશ વ્રત ધારણ કરો, વીર આર્યની બાળ;
ભારતી અરપે હર્શથી, તમ કંઠે યશમાળ.
ઉત્તમ ખાદી અંગે પહેરી, પુંજન પતીનું કરજોરે;
રાવ કવી કહે પ્રભુ રીઝાવી, ભાવે ભવજળ તરજો. સુખીયાં.

# નબળાઇનો કટ્ટો શત્રુ કોણ?

## વીર્ય વર્ધક ગુટીકા ઉર્ફે પાવર પિલ્સ.

બળબુદ્ધિ સૌન્દર્યની સંપૂર્ણ વૃદ્ધિ કરનાર લોહીને સુધારનાર, વીર્યના તમામ દોષોને મટાડનાર, વીર્યને વધારી શરીર નીરોગી અને બળવાન બનાવનાર સંસાર સુખમાં અલૌકિક આનંદ આપનાર આ ફકત એકજ દવા છે વળી આ ગુટીકા નામરદને મરદ બનાવે છે. શરીરના બાંધાને મજબુત કરે છે. ઢીલી અને કમજોર પડી ગયેલી રગોને સતેજ કરે છે ફીકા પડી ગયેલા ચહેરાને લાલ ગુલાબી બનાવે છે ટુંકમાં કમજોરીના ભયંકર દરદોને દુર કરી બદનમાં નવીન જીવન અને નવો ઉત્સાહ ભરી નાશ પડેલી જીન્દગીને આનંદમય બનાવી નવીન યુવાની બક્ષી સંસાર સુખની લેજત આપે છે. દવા તદન વનસ્પતીની બનાવેલી છે તેથી કોઇપણ જાતની પરેજી નથી. કીંમત ડબી ૧ રૂ. ૨

લખો-જનરલ એજન્ટ રાવ-કવીની કુંપની

મુ. કલોલ જી. પંચમહાલ

વીર્યસ્ત્રાવ—ધાતુની નબળાઇ માટે અકસીર.

# ધાતુસ્થંભન ગુટીકા.

પેશાબમાં કે સ્વપ્નમાં ધાતુનું જવું, કમ તાકાત પણું વીગેરે મટાડી વીર્યને છુટ કરી ઇન્દ્રીયના બળનો વધારો કરે છે. વળી આ ગોળીમાં એવો તો ચમત્કાર રહેલો છે કે ગમે તે કારણથી ધાતુ જતી હોય, તો ફક્ત ત્રણજ દીવસ આ દવાનું સેવન કરવાથી ધાતુ જતી તરતજ બંધ થાય છે દવા અનુભવ સિદ્ધ છે. માટે તમોને વાપરવાને ખાસ એકવાર ભલામણ છે પરેજ નથી. કીમ્મત ડબી ૧ રૂ. ૨

Manufactured by M. & S. Shah & Co.
ALINA. Dt. Kaira.

જનરલ એજંટ. રાવ—કવી ની કુંપની.
મુ૰ કાલોલ. જીલ્લે પંચમહાલ.